જ્યારે પણ તમારે—

# - હીરાઓ -

ખરીદવા કે વેચવા હોય

અથવા

કોઈ પણ પ્રકારનું

# - ઝવેરાત -

અથવા

ઝવેરાતના દાગીનાઓ

ખરીદવા અથવા બનાવવા હોય ત્યારે જરૂર
તમો નીચેના ઠેકાણે તપાસ કરો—

## ઝવેરી મુળચંદ આશારામ.

માલીક, રૉયલ જ્વેલરી માર્ટ.

૫૩૫, રીચીરોડ-અમદાવાદ.

# ઉપદેશ પ્રસારક મંડળ.



આ મંડળની સ્થાપના સંવત ૧૯૬૯ ના પર્યુષણમાં કરવામાં આવી હતી. પ્રથમ આ મંડળનું નામ ઉપદેશ પ્રસારક ફંડ રાખ્યું હતું, અને મારા એકલાનાજ માથે બધો બોજો રાખીને આ ફંડ તરફથી પ્રથમ સંવત ૧૯૭૦માં પ્રભુ મહાવીરના જન્મ દીવસે તેમની જયંતિનો એક મેળાવડો ભરવામાં આવ્યો હતો. નીયમીત રીતે પ્રતિવર્ષે તેમની જયંતિ પ્રસંગના મેળાવડા ભરવાના નિમીતે આ ફંડનું કામ ચલાવવાની ઇચ્છા રાખી હતી, પરંતુ પાછળથી આ ઉપદેશ પ્રસારક ફંડને સંવત ૧૯૭૨ ની જયંતિ પ્રસંગે ઉપદેશ પ્રસારક મંડળના નામથી સ્થાપન કરી યોગ્ય બંધારણ કરી વ્યવસ્થીત રીતે મેનેજીંગ કમીટી નીમી અને ઓધ્ધેદારોની નીમણુંક કરી. વાર્ષિક મેમ્બરો નીમ્યા. પ્રતિવર્ષે એકજ રૂપીઓ લવાજમ લેવાનું નક્કી કર્યું. આખરે મેમ્બરોએ પોતાના નામ નોંધાવ્યા, અને તેના ઉદ્દેશને વીશાળ કર્યો. ભારતવર્ષની પ્રગતિ સાથે જૈન પ્રજા પોતાની પ્રગતિમાં આગળ વધે. તેવોઉપદેશ ફેલાવવો, ફંડની સ્થીતીના પ્રમાણમાં પ્રગતિના સાહિત્યો ઉભા કરવાં, વીગેરે વીશાળ ભાવનાઓ ભાવી, પરંતુ આરંભ સુરા વણીકોનો ઉત્સાહ ધીમે ધીમે

રીઓ પોતાના બજારો બંધ રાખીને એ પ્રભુનો જન્મ દીવસ કેમ ન ઉજવે? એ પવિત્ર દીવસે જૈનોની ભાવી પ્રજાનું એક બાળસંમેલન શા માટે ન ભરાય? શા માટે એ પવિત્ર દીવસે જૈન પ્રજાની ભાવી ઉન્નતી માટે દાનપ્રવાહ ન વહેવડાવે? શા માટે એ પવિત્ર દીવસે મહાવીરના સૂત્રના પવિત્ર દ્દશ્યો પ્રજા સન્મુખ ન મુકાય? જો પ્રભુ મહાવીરનો જન્મ દીવસ સંપૂર્ણ ધામધુમપૂર્વક આ નગરમાં ન ઉજવાય તો એ બીના આ જૈનોના પાટનગર અમદાવાદના ભાવિક જૈનો માટે ઓછું શરમાવનારૂં નથી. આ જયંતિ પ્રસંગો ઉપર જે જે કવીઓએ પોતાના રસમય કાવ્યો અમો ઉપર મોકલી આપ્યાં છે તે સર્વનો આ સ્થળે આભાર માની વીરમું છું.

લી.

ઝવેરી મુલચંદ આશારામ વૈરાટી.

ઑનરરી સેક્રેટરી,

શ્રી ઉપદેશ પ્રસારક મંડળ.



# અર્પણ પત્રિકા.

ધર્મ સરોવરના તીરે,
દ્રવ્યે બાંધી પાળ;
શ્રાવક તે તુજ કંઠમાં,
વીર કાવ્યની માળ.

જે ધર્મ પ્રેમી ઉદાર ચીત્ત પૂરૂષે દ્રવ્યનો વ્યય સ્વામી વાત્સલ્ય અને પ્રભૂ પૂજન વડે કર્યો છે. જે ધર્મ પ્રેમી શ્રાવકે ઉપધાનક્રીયા અભિલાષી પૂરૂષોના અંતઃકરણ જીતવા દ્રવ્ય વ્યય કર્યો છે અને જે હજુ પણ દ્રવ્યના ઝરાને ધર્મક્ષેત્રમાં વહેવરાવી રહ્યા છે. તે ધર્મબંધુ

**શકરાભાઈ લલ્લુભાઈના**

કંઠમાં વીર જયંતીના કાવ્ય પુષ્પોથી ગુંથાએલી આ કાવ્યમાળા અર્પણ કરૂં છું.

લી. હું આપના શુભનો અભિલાષી,
**ઝવેરી મુલચંદ આશારામ વૈરાટી.**
ઑ. સેક્રેટરી, ઉપદેશ પ્રસારક મંડળ.

# અનુક્રમણિકા.

# વીરજયંતી કાવ્યમાળા.

[ પ્રથમ વર્ષ વીર સંવત ૨૪૪૦, વીક્રમ સંવત ૧૯૭૦,
ચૈતર સુદ ૧૩. ]

## મંગળાચરણ.

### રાગ સારંગ.

સદા શુભ મંગળમય મહાવીર,
ગૌતમ ગણધર ધીર. સદા શુભ૦ એ ટેક.

સ્થુલભદ્રાદિ મહા મુનિ મંગળ, સાગર સમ ગંભીર. સદા૦
જૈન ધર્મ મહા મંગળકારી, તારે ભવજળ તીર. સદા૦
દાયક ઇષ્ટ અનિષ્ટ નિવારક, ગોયમ વીર વજીર. સદા૦
અંગુઠે અમૃત લબ્ધિવર, અપ્રતિબદ્ધ સમીર. સદા૦
સુર ગો તરૂ મણી દાતા ગૌતમ, પાપપંક હર નીર. સદા૦
મહા મંગળ શ્રીસંઘ સકળ શીર '**નમો તિથ્થસ**' ભણે વીર. સદા૦
તે શ્રી સંઘ ચરણકજ નામે, સાંકળચંદ નિજ શીર. સદા૦

—**કવી સાંકળચંદ.**

# "મને હો વીરનું શરણું."

( કવ્વાલી. )

જગત્માં સર્વ યોદ્ધામાં, પ્રભુ ! મહાવીર ! તું મોટો;
હઠાવ્યો મોહને જલ્દી, મને હો વીરનું શરણું. ૧
અતિ ગંભીરતા તારી, ગમન શાળા વિષે કીધું;
જણાવ્યું નહિ સ્વયં જ્ઞાની, મને હો વીરનું શરણું. ૨
જણાવી માતૃભક્તિ બહુ, અરે ! જનની ઉદર માંહિ;
પ્રતિજ્ઞા-પ્રેમ જાળવવા, મને હો વીરનું શરણું. ૩
અરે ! ઓ ! જ્યેષ્ઠ બંધુની, ખરી દાક્ષિણ્યતા રાખી;
ગુણો ગણતાં લહું નહિ પાર, મને હો વીરનું શરણું. ૪
યશોદા સાથ પરણીને, રહ્યો નિર્લેપ અંતરથી;
થશે ક્યારે દશા એવી, મને હો વીરનું શરણું. ૫
જગત્ ઉદ્ધાર કરવાને, યતિનો ધર્મ લીધો તેં,
સહ્યા ઉપસર્ગ સમભાવે, મને હો વીરનું શરણું. ૬
અલૌકિક ધ્યાન તેં કીધું, ગયા દોષો, થયા નિર્મલ;
થયો સર્વજ્ઞ ઉપકારી, મને હો વીરનું શરણું. ૭
ઘણા ઉપદેશ દીધા તેં, ચતુર્વિધ સંઘને સ્થાપ્યો;
તને મેં ઓળખી લીધો, મને હો વીરનું શરણું. ૮
અનંતાનંદ લીધો તેં, જીવન તારૂં વિચારૂં હું;
"બુદ્ધ્યબ્ધિ" બાળ હું તારો, શરણ તારૂં-શરણ તારૂં. ૯

—આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વર.

# મંગળાચરણ.

[ દ્વિતીય વર્ષ. વીર સંવત ૨૪૪૧ વિક્રમ સંવત ૧૯૭૧, ચૈતર સુદ ૧૩. ]

## રાગ સારંગ.

**નમો નમો મંગલમય મહાવીર**, ધર્મ ધુરંધર ધીર. નમો૦
**ઈંદ્રભુતિ ગોયમ** મહામંગલ, જે પ્રભુ વીર વજીર. નમો૦
**શ્રી સ્થુળીભદ્ર મુનિ** મહામંગલ, બ્રહ્મચારી વડવીર. નમો૦
**જૈન ધર્મ** મહામંગલ માનુ, તારે ભવજળ તીર. નમો૦
એ ચારે મહામંગલ ભવિના, કાટે કર્મ જંજીર. નમો૦
આધી વ્યાધી ઉપાધિ સમે સૌ, થાય સમાધી શરીર. નમો૦
ઋદ્ધિ સિદ્ધિ નવનિધિ પ્રકટે શુભ, રહીએ શ્રી **વીર વીર.** નમો૦
**સાંકળચંદ** શાસનપતિ સેવા, તાપ નિવારણ નીર. નમો૦

—કવી સાંકળચંદ.

## રાગ સોરઠ.

વહાલા વિર લઘુ નંદન અધમ દશા થઇ આપણીરે,
ક્યાં ગઇ ઉન્નતિ અધુના આવી પડતી પાપણીરે. એ ટેક.
વીરશાસન સુલતાનધીરાજા, શ્રેણીક ચેડાદિક મહારાજા,
ગયો સમય સુગનો વહી આજ ન કો ધણીરે..... વહાલા૦
સંપ્રત્તિ રાજ સમયની માઝા, જૈનધર્મના ડંકા તાજા,
જૈનોમય ભારત ક્યાં આજ પ્રજા ગણીરે............ વહાલા૦
પ્રતિબોધક કુમાર નરિંદા, કળીકાળ સર્વજ્ઞ સુરિંદા,
જાહોજલાલિ હેમસૂરી વારે ઘણીરે.................... વહાલા૦
જગડુ વિમળધનાદિકશ્રેષ્ટી અગણિત કોટ્યાધીપની અસ્તી,
ક્યાં ચઢતી, ક્યાં આજની દશા દયામણીરે......... વહાલા૦
હતી ઘણા જૈનોની વસ્તી, આજ રહ્યા મુઠીભર અસ્તિ,
કાળે કાળે ઘટતી વસ્તી આપણીરે.................... વહાલા૦
ક્યાં પ્રાચીન અર્વાચીન વેળા જોતાં આવે આંસુ રેલા,
કારણ તપાસતાં ભુલો થઇ છે ઘણીરે............... વહાલા૦
પૂર્વે શ્રાવક ક્ષત્રિ સોની, કણબી કુંભારાદીક જૈની,
આજ વણીક કુળ ધર્મ પડયો પારસમણીરે......... વહાલા૦
રહ્યો ધર્મ નહી શૂર સાથમાં, ગયો રંક કંગાળ હાથમાં,
વણિક રંક કર કેમ રહે ચિંતામણીરે................ વહાલા૦
બહુમત ભેદ પડયા જીનધર્મે વિપરીત આચારદિક કર્મે,
કલેશ કુસંપથી પડતી થઇ અતિ આપણીરે......... વહાલા૦

બાળ લગ્નને વૃદ્ધ વિવાહો, હાનીકારક રીવાજ રાહો,
ઉન્નતિ ક્રમના પંથે ભીંત આડી ચણીરે............ વહાલા૦
મુનિગણ વીચરી દેશવિદેશે, અન્ય કોમને જો ઉપદેશે,
વીર વિચાર તણી તો સૌં સુધરે અણીરે............ વહાલા૦
ગ્રહસ્થ મુનીમંડળ થઇ ભેળા, પૂર્ણ વિચાર કરે એક વેળા,
ગચ્છ ભેદ તજી રચે પ્રબંધ પ્રભામણિરે............ વહાલા૦
પ્રસરે ધર્મ સ્વઅન્ય કોમમાં કલેશ કુસંપ ન રહે રોમમાં,
ભાવિ ઉન્નત્તિની સાંકળચંદ માગણીરે................ વહાલા૦

—કવી સાંકળચંદ.



# શ્રી વીરજયંતીની વધાઈ.

[ તૃતિય વર્ષે વીર સંવત ૨૪૪૨, વિક્રમ સંવત ૧૯૭૨.
ચૈતર સુદ ૧૩.]

## મંગળાચરણ.

હું તો અહીં નહી આવું હવેથી.—એ રાગ.

આજ મહોદય મંગળકારી, **વીરજયંતી** ઉજવીએ સારી. આ૦
વીર ગુણ ગાવા સૌ નર નારી, જૈન સમાજ મળ્યો જયકારી;
સોનાનો સૂરજ ઉગ્યો આજે, તરીયાં તોરણ દ્વાર બિરાજે૦ આ૦
વિધ વિધ મંગળ વાજાં વાજે, નાદ સુણી જસ અંબર ગાજે;
ચ્યવન જન્મ દિખ નાણ ને મુક્તિ, પંચકલ્યાણકમાં કરે ભક્તિ. આ૦
પૂર્વથી ચાલી આવી પ્રનાળી, નવિન નથી આ જયંતી પ્રભાળી;
નામ કલ્યાણક નામ જયંતી, કામ એક એક અર્થ ભણંતી. આ૦
ગૃહસ્થ જન્મતિથિ નિજ સંભાળે, પ્રભુની જન્મજયંતી ન પાળે;
એ અવિનય અપરાધ નિવારી **વીરજયંતી** ઉજવીએ ભારી. આ૦
સૌ જિનપતી સમગુણથી સ્તવીએ, શાસનપતિની જયંતી ઉજવીએ;
નિકટ અતિ ઉપકારી સમરીએ, **મહાવીર** નામે ભવોદધિ તરીએ.
જો ઉપકાર એ પ્રભુનો વિસરીએ, તો અપકારી શિરોમણી ઠરીએ;
**સાંકળચંદ** શાસનપતિ ભજીએ, ભવોભવ સંચીત પાતક તજીએ.

—**કવી સાંકળચંદ.**

# એક દીન અભ્યુદય થશે પ્રયત્ન ન ત્યાગો.

મુજ ઉપરં ગુજરી પીતા પાદશાહ જાણી; એ રાગ.

કયાં **વીરશાસનપતિ** કયાં **શ્રેણિકમહારાજા**?
કયાં **સંપ્રતીકુમાર** ભુપ **હેમસૂરિતાજા**?
કયાં **વિમલ વસ્તુ જગડુ ધન** શ્રેષ્ટિ અથાગો?
એક દીન અભ્યુદય થશે પ્રયત્ન ન ત્યાગો. ૧
અહા! ઉદયકાળ વહી ગયો પડતી કેમ આવી?
કરી તપાસ ઉદ્યમ કરો સુધરવા ભાવી;
આપત્તવેળા લમણે કર દેઇ નવ ભાગો. એક દીન૦ ૨
**દુપસહસૂરિ** તક અવિચ્છિન્ન સુશાસન રેહેશે,
ઉન્નત્તિ અવનતિમાં ધર્મ નીર્ઝરણાં વહેશે;
શુભ સમય ફરી આવશે ધૈર્ય નવ ત્યાગો. એક દીન૦ ૩
નિજ કોમ કુટુંબમાં કરો એકતા આજે,
જ્યાં સંપ જંપ ત્યાં વાસ લક્ષ્મિનો છાજે;
વળી શાસન ઉન્નત્તિ થશે જૈનીઓ જાગો. એક દીન૦ ૪
નિજ સંતતિપર સંસ્કાર ધર્મના સ્થાપો,
વ્યવહારિક નીતિમય કેળવણી શુભ આપો;
**વીરપુત્રો** શાસન ઉન્નત્તિ કામે લાગો. એક દીન૦ ૫
આધારભૂત શુભ સ્ત્રી કેળવણી આપો,
નિજ સંતતિપર પડશે માતાની છાપો;
તસ ખોળે ખેલતી પ્રજા થશે મહાભાગ્યો. એક દીન૦ ૬

તજી હાનીકારક ચાલ કરો સુધારા,
વૃદ્ધ બાળલગ્ન જડમૂળથી ઉખેડો પ્યારા;
કન્યાવિક્રયથી પડતી પડઘો વાગ્યો. એક દીન૦ ૭
લખલૂટ ખરચ કરી ન્યાત વરા ન જમાડો,
સાધરમી નિરાશ્રિત ફંડ અખંડ ઉઘાડો,
સુખી સાધરમી તે સ્વામીવત્સલ સાચો. એક દીન૦ ૮
ધનવાન ને બુદ્ધિવાન વર્ગ મળી ભેળા,
સ્થાપો હુન્નરશાળા બૉર્ડિંગ સવેળા;
નિજધર્મિ નિર્ધન અભણની આપદ ભાગો. એક દીન૦ ૯
શ્રુતજ્ઞાન સમાન ન અવર તત્ત્વ કોઇ બીજું,
અજ્ઞાનતિમીર દૂર થાય નેત્ર એ ત્રીજું;
તે જ્ઞાનોદ્ધાર કરી ભવિ ભાવટ ભાગો. એક દીન૦ ૧૦
શુભ ચૈત્ર શુકલ ત્રયોદશી દિવસે પ્રતિવર્ષે,
**વીરજન્મજયંતી** ઉજવો ગુણ ગાઈ હર્ષે;
તજી કાયરતા વીર પાસે વીરતા માગો. એક દીન૦ ૧૧
ધરી ધૈર્ય ઢાલ કરવાળ ક્ષમા કર ધારી,
સદ્વર્તન કવચ ઉદ્યમ વાજી અસ્વારી,
**યાહોમ** કરી ભવરણ રંગે જય માગો. એક દીન૦ ૧૨
ભરી ભારત જૈનસમાજ પ્રબંધો બાંધો,
કરી સંપ એકતા આજ કાજ નિજ સાધો;
જયવાદ્ય નાદ **સાંકળચંદ** જગમાં વાગો. એક દીન૦ ૧૩

**—કવી સાંકળચંદ.**

# શ્રી વીર જન્મ જયંતી.

[ ચતુર્થ વર્ષ વીર સંવત ૨૪૪૩, વિક્રમ સંવત ૧૯૭૩
ચૈતર સુદ ૧૩. ]

શું કહું કથની મારી રાજ; એ રાગ.

વીર જન્મની વધાઇ રાજ, વીર જન્મની વધાઇ;
શુભ જયંતી ઉજવીએ સ્થાઇ રાજ, વીર જન્મની વધાઇ. ટેક.
ચૈત્ર શુકલ ત્રયોદશી દીન વીરજી, જન્મ્યા શ્રી જિનરાયા;
ઘર ઘર તરીયાંતોરણ બાંધ્યાં, ધવળમંગળ વરતાયા રાજ. વીર૦
રોમ રોમ વિકસીત **ત્રીશલાદે, સિધારથ** ઉલસાયા;
**ક્ષત્રીકુંડ**માં મંગળમાલા, દીગ્ કુમરીએ હુલરાયા રાજ. વીર૦
સુરગિરિપર સુરપતિએ મળીને, જન્મ મહોત્સવ કીધો;
ક્ષિરોદકથી ન્હવણ કરાવી, લાખેણો જશ લીધો રાજ. વીર૦
પૂરવે જેમ સુરપતિએ કીધી, જન્મ જયંતી પ્રભાળી;
નિકટ મહા ઉપકારીની કરીએ, પ્રતિવર્ષે પુણ્યશાળી રાજ. વીર૦
ભક્તિ સ્તુતિ ગુણકિર્તન ગાઇએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
શાસનપતિ શ્રીમહાવીરજિનની,જયજયમુખઉચ્ચરીએરાજ. વીર૦
ગુણનિધિના ગુણ ગાતાં ચઢીએ, ગુણસ્થાનકની શ્રેણી;
અનુક્રમે સ્વર્ગ ને અપવર્ગ વરીએ, જો શુભરહેણીકહેણી રાજ. વીર૦
બોધપ્રસારક મંડળ કુસુમે, **વીરજયંતી વધાવે;**
વીરપણું વીર અમને આપો, **સાંકળચંદ** ગુણ ગાવે રાજ. વીર૦

**—કવી સાંકળચંદ.**

# સખી સંવાદ.

પાણી ભરવા હું ગઈતીરે; એ રાગ.

**પ્રશ્ન**—સખી મંગળમાળારે ક્યાં વરતી આજે ?
આહા ! છત્રીસ વાજાંરે વાજે ગયણ ગાજે;
મુક્તાફળ સ્વાસ્તિકરે પૂરી શુભ રંગોળી,
મળ્યો મહાજન મેળોરે સોહાગણની ટોળી.

**ઉત્તર**— **સાખી.**

રાજનગર રળીયામણું, **જૈનપુરી** છે આજ;
**વીર જયંતી** ઉજવે, હરખે **જૈનસમાજ.**

**પ્રશ્ન**—વીર તે કોણ **મારૂતીરે** ? વીર **વિક્રમરાયા** ?
કોણ શત્રુ વિદારણરે ? જન્મ્યા રાણી જાયા ?

**ઉત્તર**—નહિ મારૂતી વિક્રમરે, શત્રુ મિત્ર **સમભાવે;**
**વીતરાગ વિજેતારે,** ભવરણ જય પાવે.

**સાખી**—ભવિજન મનકજ બોધવા, ઉગ્યો અભિનવ ભાણ;
ચૌદરાજ ચૂડામણ, જન્મ્યો ચતુરસુજાણ.
એની જન્મ જયંતીનીરે થાય છે આજ વિધી,
સુરપતિએ પૂરવેરે સુરગિરિપર કીધી;
એવા જગ ઊપકારીરે વિસરે ન મન ચંગે,
એના ગુણગણ ગાતાંરે, પ્રકટે ગુણ અંગે.

**કોરસ**—જયવંતી જયંતી વધાવીએ સખી મોતીડેરે,
ફળ્યો સુરતરૂ આંગણુ આજ વુઠયા ઘન દુધડેરે;
વહાલા **બોધપ્રસારક મંડળે** આનંદેરે,
**વધાવી જયંતી આજ સાંકળચંદેરે.**
સખી મંગળમાળારે કયાં વરતી આજે ?
આહા ! છત્રીશ વાજાંરે વાજે ગયણુ ગાજે.

# મહાવીર કરૂણારસ ભંડાર.

[ પંચમ વર્ષ વીર સંવત ૨૪૪૪, વિક્રમ સંવત ૧૯૭૪,
ચૈતર સુદ ૧૩ ]

## રાગ સારંગ.

નમો નમો મંગલમય મહાવીર; એ રાગ.

**મહાવીર** કરૂણારસ ભંડાર, શાશનપતિ શણગાર. મહાવીર૦
જે નિજ અપરાધીને ઉદ્ધરે, લોકોત્તર ઉપકાર. મહાવીર૦
ચરણુ ડસ્યો **ચંડકૌશિક** ઉદ્ધર્યો, કરૂણા અપરંપાર. મહાવીર૦
**ઈંદ્રભૂતિ** કહે ઈંદ્રજાળીયો, કીધો તસગણધાર. મહાવીર૦
નરહત્યારો **અર્જુન માળી,** ઉદ્ધરીયો નિરધાર. મહાવીર૦
અડદના બાકુલ સાટે તારી, **ચંદનબાળીકા** નાર. મહાવીર૦

ચિંતા કરી **સંગમ**ની ગતિની, અદ્‌ભુત કરૂણાધાર. મહાવીર૦
રાત દિવસ જશ રોમ રોમમાં, જગજંતુ પર પ્યાર. મહાવીર૦
સૌ જીવને કરૂં શાશન રશીયા, ભાવ દયા ભંડાર. મહાવીર૦
તે વીર શાશનના અનુયાયી, આજ પ્રમાદી અપાર. મહાવીર૦
વીર પગલે **વીરનંદન** ચાલી સફલ કરો અવતાર. મહાવીર૦
સ્વપર દયા આણી **સાંકળચંદ**, કરજો ભવોદધિપાર. મહાવીર૦

—**કુવી સાંકળચંદ.**

# શ્રી મહાવીર જયંતિ.

## ( ત્રોટક. )

### દ્રોપદી નાટકના–સખી સ્વપ્નનો રાગ.

રવ દિવ્ય અહો ! શા રેલવતી, રસ દિવ્ય અહો શા ઠાલવતી;
ઘડીઓ વર પુષ્પ સુવાસ ભરી, બહુ રત્ન અમુલ્ય થકીય જડી.
સ્થળ શાંતિ-સુકાન્તિ થકી વિલસે, બહુ બન્ધુ-ભગિની થકી ઉભરે;
સ્થળ "**વીર પ્રભુ**" ગુણગાન ઝરે, સૌ બાલક "**વીર**"પિતાજ સ્મરે.
જે શીખવતા માતૃભક્તિ, જે દાખવતા ભ્રાતૃપ્રીતિ;
જે રેલવતા આત્મિક શકિત, દિક્ષાકુમરી ધરે આશકિત.
ઉપસર્ગોની અવધિજ હતી, તદપિ સમભાવ ન લેશ કમી;
પર ઉપકારે જીવન ગાળ્યું, જેણે જગ આત્મસમું ભાળ્યું.

રમતાં જવ આમલી-પીપલડી, કરી કર્મ અસુરનો નાશ વળી;
ઉછાળી માયા નાગ કળી, તું **વીર** થયો **મહાવીર** બળી.

**ગોશાળા** પર ઉપકાર કરી, ગોવાળો પર નવ ક્રોધ જરી;
નિજ કર્મ ગણી, નાખ્યાં મસળી, ત્હેં ક્રોધ ઉપર તો ક્રોધ કરી.

બહુવિધ બ્રાહ્મણ ગૌતમ આદિ, બુઝવી ગણધર પદવી આપી;
સ્થાપન કરી સંઘ ચતુર્વિધને; રેલ્યું અમૃતજળ સમવસરણે.

**જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષ ઇતિ,** શિખવ્યા જગ પાઠ ઉદાત્ત વળી;
ખપવ્યાં દળિયાં સૈ કર્મ મળી, **જિનવર** પદવી પ્રભુ ત્હેંજ ગ્રહી.

અજ્ઞાન તિમિર પ્રભુ સ્હેજ સરી, જેણે જગમાં દિવ્ય વિભૂતિ ભરી;
જગ જ્યોતિ સુજ્ઞાન જગાવી ખરી, મુક્તિ સડકોને સાફ કરી.

પ્રભુતા ભર એ પ્રભુના ચરણે, નમી પડવા કંઇ કંઇ થાય ઉરે;
પણ હાય! ગયા પ્રભુ દિવ્ય પંથે, રહી માત્ર પ્રતિકૃતિ **તોજ હવે.**

દઇ શું શકીયે તુંજ ચરણ વિષે, ઓ તાત અમે તો રંક છીએ;
જગબાંધવ તાત ગુરૂ પ્રભૂનો, જયઘોષ કરો સૈ બંધુ ગણો.

તુજ ગાન વિષે લયલીન થશું, જગ-મારૂં ત્હારૂં ભૂલીય જશું;
ફુલ પાંખડી આજ સમર્પીશું, ઉજળી **મહાવીર જયંતિ** પ્રભુ.

બુધ ચૈત્ર સુદી તેરશ સુખદા, ઈશુ અખિલ ચોવીસના પડઘા;
શિશુ, વૃદ્ધ, સુબન્ધુ ભગિનીમળી, ઊજવો વર ઉત્સવ રાજપુરી.

**—મણીલાલ મોહનલાલ પાદરાકર.**

# વીરના પગલે.

### હરિગીત છંદ.

બહુ હચમચાવો ધર્મના, ઉપદેશથી આલમ બધી;
સેવક બની સાચા હૃદયથી, વીરના પગલે વહો.
આગળ સદા પગલાં ભરો, પાછા રહો નહિ ઉદ્યથી;
કદિ ઢીલથી ઢીલા બનો ના, શૂરવીરતા દાખવો. ૧

"ભાવી હશે થાશે સહુ, વા કર્મ જેવું તે થશે.
બોલો ન ઢીલાં વેણ, કરી ઉદ્યમ સદા આગળ વધો.
શક્તિ સ્ફુરાવી હૃદય માંહીં, પ્રેમથી આગળ ચલો;
ઉદ્યમ કરો નિશ્ચય થકી, વરમાળ સિદ્ધિની વરો. ૨

શ્રીવીરના ભકતો બનીને, વીર્યહીન બનવું નહીં;
મહાવીરના ભકતો હવે, ઝટ વીર્યને પ્રકટાવશો.
પુરૂષાર્થથી થાતું સહુ, એ વાતનો નિશ્ચય કરો;
શુભ જૈનશાસન સેવવામાં, શકિત સઘળી વાપરો. ૩

કાલે થશે પછીથી થશે, એ વાત દૂરે રાખશો;
આજે કરો અધુના કરો, એ વાત દિલમાં ધારશો.
શુભ જૈનશાસન ભકિતમાં, ઝટ શકિત સર્વે વાપરો;
શ્રી વીરતા વીરજ બની ને, વિશ્વ બ્હેલું જગાવશો. ૪

આ દેહની રાખજ થશે ને, સાથ કાંઈ ન આવશે,
શુભ જૈન શાસન સેવના તે, સાથ પરભવમાં જશે.

શુભ જૈનધર્મની વૃદ્ધિનાં, કાર્યો કરો તન મનથકી.
શુભ "બુદ્ધિસાગર" પામશો,જિન ભક્તિશકિત પ્રભાવથી. ૫

**—આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વર.**

છઠ્ઠું વર્ષ (જયંતિ બંધ) (અમદાવાદ માર્સલૉમાં).

---

# મંગળાચરણ.

[ સપ્તમ વર્ષ વીર સંવત ૨૪૪૬, વિક્રમ સંવત ૧૯૭૬
ચૈતર સુદ ૧૩.

---

ઉજવીએ જયંતી આજ વીરની અમે,
ચરણ કમળ અમર ભ્રમરરૂપ થઇ રમે,
ઉજવીએ જયંતિ આજ વીરની અમે—એ ટેક.

દેવા, સેવા, મેવા, આપો મને આજ, જપું જિનરાજ,
ભવોદધિ ઝાજ, તારજો તમે— ઉજવીએ.

વીરતા, ધીરતા, પ્રભુતા, આપો ગુણ આપ,
છાપો ઉર છાપ, સાંકળચંદ નમે— ઉજવીએ.

**—કવી સાંકળચંદ.**

# સ્વાગત (Welcome).



પધારો પધારો, **વીર** પ્રભુનાં બાલ,
**વીર** પ્રભુનાં બાલ, તમે શાસનનાં રખવાલ—પધારો.

તમ દર્શને હર્ષ થયો છે,
ઉલ્લાસ ઉરે પ્રગટ્યો છે,
વધાવીએ મોતીના ભરી થાલ— પધારો.

કરી જંપ સંપ ફેલાવો,
**વીર** શાસન દિવ્ય દિપાવો,
તમે પ્રેમદયાપ્રતિપાલ— પધારો.

જયનાં દુંદુભી વાગે,
સંશય ભીતિ સૌ ભાગે,
**વીર** ! પહેરો વિજયની માલ— પધારો.

**—મોહનલાલ દ. દેશાઈ.**



# ઉઠો વીર.

ઉઠો વીર ધર્મ વીર સમય આ મજાનો,
જ્ઞાન કલા જાગૃતિ તણોજ આ જમાનો—ઉઠો૦ (એ ટેક)
સ્મરણ કરો પૂર્વ કાળ પ્રેમથી તમારો,
વીર્ય ક્યાં ગયું તમારૂં વીર એ વિચારો— ઉઠો૦ ૧
ભારતે હતી તમારી ભવ્યતાજ સારી,
કેવી ધર્મકીર્ત્તિ જૈન મંડલે પ્રસારી— ઉઠો૦ ૨
પાટણે પ્રભાવ જૈન ધર્મનો વધાર્યો,
ગુર્જરાધીપોએ વીર ધર્મને ઉધાર્યો— ઉઠો૦ ૩
સરીશ હેમચંદ્ર તણાં કાર્યને વિચારી,
કરે પ્રવૃત્તિ સૌ મુનિ એ પ્રાર્થના અમારી— ઉઠો૦ ૪
અભયદાન જૈનનું ગણાય નિત્ય ભારી.
સભય આજ જૈન ફરે, લાજ શી તમારી ?— ઉઠો૦ ૫
પ્રતાપી પશ્ચિમો તણો પ્રભાવ સૌ વિચારો,
સ્વદેશ ને સ્વકોમ તણું પ્રેમતત્વ ધારો— ઉઠો૦ ૬
શું પ્રમાદપાશમાં પડ્યા રહો પ્રતાપી,
સ્નેહથી ટરો સહાય બંધુકષ્ટ કાપી— ઉઠો૦ ૭
ભારતે ગણાય જૈન કોમ સર્વ સારી,
કીર્ત્તિ જાળવો તમારી કોમને ઉગારી— ઉઠો૦ ૮
સંપ કલ્પવૃક્ષ તણી છાંય નિત્ય સેવો,
ક્રૂર તે કુસંપનેજ દેશવટો દેવો— ઉઠો૦ ૯

—શાસ્ત્રી નર્મદાશંકર.

# ગરબો.



વીર જયંતી વધાવીએરે, અમે સૌ મળી બાળા,
સોનાનો સૂરજ ઊગીયોરે, આજ મંગળમાળા,
છત્રીસ વાજાં વાગીયાંરે, બધે ઝાકઝમાળા,
તરીયાં તોરણ બાંધીયાંરે, માનું સ્વર્ગની શાળા.

આજ મહોદય સવી ફળ્યાંરે લોલ, પુરવ પુણ્ય સુકૃત રળ્યાંરે લોલ.
દુઃખ-દોહગ દૂરે ટળ્યાંરે લોલ, વહાણ ગયાં પાછાં વળ્યાંરે લોલ.
સફળ ઘડી પળ આજ ત્રયોદશી, ચૈત્રની ઉજળીરે લોલ.
જન્મ્યા શાસનના સુલતાન નરક ક્ષણ ઝળહળીરે લોલ.
જન્મ મહોત્સવ ઇંદ્રો કરેરે લોલ, સ્થાપી પ્રભુ સુરગિરિ પરેરે લોલ.
નહ્વણ ક્ષિરોદકથી કરેરે લોલ, જનનિ અંકે જિનને ધરેરે લોલ.
એ વિધિ જન્મ જયંતી ઉજવીએ, પ્રભુ ગુણ ગણ ગણીરે લોલ.
મોટાના ગુણ ગાતા પ્રકટે ગુણ આત્મા ગણીરે લોલ.

પ્રતિ વર્ષ ભક્તિ ભાવે, વીર જયંતી ઊજવે,
મોતીડે બાળા વધાવે, સાંકળચંદ સુણાવે.
વીર જયંતી વધાવીએરે, અમે સૌ મળી બાળા.

**—કવી સાંકળચંદ.**

# મંગળાચરણ.

[ અષ્ટમ વર્ષ વીર સંવત ૨૪૪૭, વિક્રમ સંવત ૧૯૭૭
ચૈતર સુદ ૧૩. ]

વસંતતિલકા છંદ.

આનંદ કંદ જગજ્યોત્ જન્મી સુ આજે,
ચૈત્રી ત્રયોદશી દીને વીર વિશ્વરાજે,
તે વીર શાસન પતિ ઉપકાર માની,
સાચી જયંતી વીરની ઉજવો સુજ્ઞાની. ૧
નેજા નિશાન તરીયા ઝરી ઝુલ ધારે,
મુકતા ફળો તણી કરી શુભ શ્રેણી દ્વારે,
વાજીંત્ર નાદ દીપજ્યોત જગાવી દાની, સાચી.
માતા તણા ઉદરમાં કરી માતૃભકિત,
ક્રીડા સમે સુર ભણી ધરી આત્મશકિત,
કાળા ભુજંગ સમિપે કરૂણાનિધાની. સાચી.
સાપ્રાધ સંગમ તણો સહી શાન્તિ રાખી,
રે વીર તે અધમની દય દીલ દાખી,
એવો ક્ષમા ગુણ ધરો વીર પુત્ર ધ્યાની, સાચી.
શ્રી વીરના ગુણ તણો કદી પાર નાવે,
હે વીર ! નંદન તમે જ રીઝ્યો સ્વભાવે,
તો આજનો દીવસ ધન્ય ગણો નિદાની, સાચી.

—કવિ સાંકળચંદ.

# ક્ષમા અદ્ભુત વીર તારી.

( કવ્વાલી. )

અહિંસા સત્ય વણ દીધું, ન લેવું બ્રહ્મવ્રત સીધું;
પરિગ્રહ રોધ વ્રત લીધું, ક્ષમા અદ્ભુત વીર તારી. ૧
અનંતી આત્મની શક્તિ, મેળવી ત્હેં પ્રભુ જુક્તી;
કરી અપરાધીની મુક્તિ, ક્ષમા અદ્ભુત વીર તારી. ૨
ડસ્યો ચરણે સરપ કાળો, છતાં ઉર પ્રેમથી ભાળ્યો;
જન્મમરણાદિ ભય ટાળ્યો, ક્ષમા અદ્ભુત વીર તારી. ૩
કર્યો બહુ કેર ગોશાળે, વળી સંગમ મહાકાળે;
ક્ષમાને પ્રેમથી ભાળે, ક્ષમા અદ્ભુત વીર તારી. ૪
આહા ! કરૂણાનિધિ મોટો, જગતમાં નવ જડે જોટો;
અરી પર નહી કૃપા ટોટો, ક્ષમા અદ્ભુત વીર તારી. ૫
કરૂં શાશન રસીક જગને, ઉદ્ધરૂં ભક્તને ઠગને;
અહા ! એ ભાવની લગની, ક્ષમા અદ્ભુત વીર તારી. ૬
જયન્તી આજ મહાવીરની, ઉજવીએ ભક્ત મળી ધીરની;
સાંકળચંદ ગાયસ્તુતિ વીરની, ક્ષમા અદ્ભુત વીર તારી. ૭

—કવી સાંકળચંદ.

# સ્વાગત્ કાવ્ય.

---

આવો ! આવો !
વીરના બાલુડાં આવો !
મહાવીર સંતાનો આવો !
પધારો મારે આંગણે ! ! ૧

શું છે ? શું છે ?
મોતીના તોરણ બાંધો !
માણ્યકના સ્વસ્તીક પુરો !
શુકલ ત્રયોદશી ચૈત્રની ? ! ૨

જાગો ! જાગો !
સાસન રખવાળો જાગો !
સુતલા જૈનો જાગો !
કરૂણાનો ભાનુ ઉગીયો ! ! ૩

ઉગ્યો ! ઉગ્યો !
સોનાનો સુરજ ઉગ્યો !
અમૃતની ધારા વરસી !
અજવાળાં ચૌદે લોકમાં ! ! ૪

વેંચે ! વેંચે !
સોનાની મ્હોરો વેંચે !
ઈચ્છીત વસ્તુઓ આપે !
સીદ્ધાર્થ રાજા આંગણે ! ! ૫

હાલો ! હાલો !
ત્રીસલાના નંદન હાલો !
લાડીલા કુંવર હાલો !
ઉદ્ધરજો ત્રણે લોકને ! ! ૬

કંપ્યાં ! કંપ્યાં !
ઇંદ્રોના આસન કંપ્યાં !
ભક્તિનાં આંસુ ચાલ્યાં !
અવધી જ્ઞાનેથી જાણીયું ! ! ૭

જાવો ! જાવો !
સઉ દેવો મળીને જાવો !
ઇંદ્રાણીઓ પણ જાવો !
ઓચ્છવ છે મેરૂ ઉપરે ! ! ૮

થોભો ! થોભો !
વૈમાનીક દેવો થોભો !
જળની ધારાઓ થોભો !
**સહસે ક્યમ નાનો નંદલો ! !** ૯

ત્રુટ્યાં ! ત્રુટ્યાં !
મેરૂનાં શીખર ત્રુટ્યાં !
સાગર ને નદીયો કંપ્યાં !
સંશય તો ભાગ્યો ઇંદ્રનો ! ! ૧૦

ધ્યાને ! ધ્યાને !
**વૈરાટી** વીરના ધ્યાને,
સ્વાગત્ અંતરના ગાને,
ભાવે જીરણની ભાવના. આવો ! આવો !

**—ઝવેરી મુલચંદ આશારામ વૈરાટી.**

# જન્મ મહોત્સવ.

## સખી સંવાદ.

ઝટ ચાલ-ચાલ-ચાલ.

અલી સજની, આજે ઉજવીએ શુભ રજની;
ઝટ ચાલ-ચાલ-ચાલ.
ઉજવીએ આજે જન્મ જયંતિ વીરની;
ધરી પુષ્પ માળ-માળ-માળ.

સ્વર્ગીય સંગીત સૂર સરિગમ દિવ્ય ધ્વની કાં થાતા ?
આનંદ લહરિ કાં લહેકાતી, અનંત જ્યોતિ છવાતાં ?
જરી બોલ-બોલ-બોલ.

સિદ્ધારથ રાજા ઘર નંદન, જન્મ થયો જયકારી;
વીર પ્રભુ જન્મોત્સવ કરવા, મળીઆ સુર નરનારી.
રેલી રસ રેલ-રેલ-રેલ.

છપ્પન દિગ્ કુમરી ક્યાં જાતી, ગાતી બહુ હરખાતી ?
રૂમઝુમ નેપુરને ઠમકાતી, હર્ષે સઉ ઉભરાતી ?
જરી બોલ-બોલ-બોલ.

પ્રભુ પ્રસૂતિ ગૃહમાં પોઢ્યા, ત્રિશલા માતની સોડે;
નૃત્ય ગાનથી રીઝવવાને, દિગ્ કુમરી સૌ દોડે.
રેલી રસ રેલ-રેલ-રેલ.

કનક કળશ ભરી પુણ્યોદકથી, પુજોપકરણે સુહાતા ?
ઈન્દ્રાદિક દેવો સૌ મળીઆ, મેરૂ શિખર કયમ જાતા ?
જરી બોલ-બોલ-બોલ.
અભિષેક પ્રભુને કરવાને, ઈન્દ્રાદિક સૌ ચાલ્યા;
ભક્તિ વશે પ્રભુ સહુ પરવરીઆ, બની દેવ સૌ પાળા.
રેલી રસ રેલ-રેલ-રેલ.
ધ્રૂજી ધરા મેરૂ કાં ચળીઓ, નીર નદીનાં ઉછળે ?
વિસ્મય ઈન્દ્રાદિક કયમ બનીઆ, શો ઉત્પાતજ સઘળે ?
જરી બોલ-બોલ-બોલ.
નાનો નંદલ ધારા સહે કયમ, સંશય ઇન્દ્રે કીધો;
છેદન કાજ શિખરપર પ્રભુએ, ચાંપી ચરણ જરી દીધો.
રેલી રસ રેલ-રેલ-રેલ.
એવા પ્રભુની જાઉં બલિહારી, કોણ સખી એ કહેને ?
જગઉદ્ધારણ ત્રિલોક સ્વામી, નામ તું એનું લેને ?
જરી બોલ-બોલ-બોલ.
વીર પ્રભુ સિદ્ધારથ નંદન, ત્રિશલા માતના જાયા;
ચોવીશમા તિર્થંકર સ્વામિ, ત્રિલોકના કહેવાયા.
રેલી રસ રેલ-રેલ-રેલ.
રાજનગરમાં શુકલ ત્રયોદશી, ઉજવીએ સખી આજે;
મોંઘી માણીસય વીર જયંતિ, દિવ્યોત્સવથી ગાજે.
બની અણમોલ-મોલ-મોલ.
—પાદરાકર.

# શ્રી વીર જન્મ જયંતિ.

## રાગ ખમાચની ઠુમરી.

### પ્રો. મણિલાલ નથુભાઈના દ્રગરસભર મોરે દિલ છાઈ રહી એ ગીતના રાગે.

વીર જન્મ જયંતિ આજ થઈ,
રગ રગ રસ જ્યોત છવાઈ રહી. વીર.
જીવન કલા પ્રભુની જગ માંહે, અનહદ નાદ બજાવી રહી. વીર.
કર્મ સમરના વિશ્વ વિજેતા, સત્યાગ્રહ સુપ્રતિજ્ઞ થઈ. વીર.
અસહકાર ષડ્રિપુથી કીધો, વિશ્વ યાતના દૂર ગઇ. વીર.
માત તાતની ભક્તિ અમોલી, વિશ્વ વિષે પ્રસરાવી દઇ. વીર.
વિશ્વ સેવના અણમુળ મંત્રો, ઘર ઘર ઘોષ બજાવી કંઇ. વીર.
ન્યાય, નીતિ, સદ્‌ભાવ સુહાવી, સમાન હક્કના સાદ દઇ. વીર.
દિવ્ય પ્રેમ ગૃહસુત્ર સિદ્ધાંતો, લગ્ને જગ પ્રતિ તીજ થઇ. વીર.
સંયમ તપ સમભાવ દયાથી, પ્રભુતામાં પગલીજ દઇ. વીર.
પણ અમુલખ શાંતિ ક્ષમાના, ક્રોધ ઉપર કરી ક્રોધ કંઈ. વીર.
કર્મ સમરમાં માળ વિજયની, સ્વાશ્રય સત્યાગ્રહથી લઇ. વીર.
પરવશ સિંહ પડેલ ગુલામી, કર્મ યોગથી છુટી ગઇ. વીર.
આત્મબળે નિજ રિદ્ધિ અનંતી, સન્મુખ બે કર જોડ રહી. વીર.
એમ મણિમય વીર પ્રભુને, મુકિત સ્વરાજ્યની પ્રાપ્તિ થઇ. વીર.

—પાદરાકર.

# પ્રભુજી વીર એવા દો!

## ગઝલ. (સોરઠની)

હમારૂં રાષ્ટ્ર ઉદ્ધારે, હમારી જ્ઞાતિ સુધારે;
હમારા દેશને તારે, પ્રભુજી વીર એવા દો! ૧
ક્રિયાને જ્ઞાન ગંભિરા, અવંચક યોગમાં શૂરા!
કર્મયોગે પૂરેપુરા, પ્રભુજી— ૨
મૃદુદિલ પુષ્પ સમ દેજો, પ્રતિજ્ઞા વજ્ર સમ હોજો!
વીર સમ શુદ્ધ ચારિત્રે, પ્રભુજી— ૩
સભાઓ સિંહ સમ ગજવે, મુસદ્દી માત ના લજવે!
રહેણી કરણીય એકજ છે, પ્રભુજી— ૪
વસુથી જે ન વેચાતા, ન સર પદવી થકી થાતા;
ન માખણદાસ કહેવાતા, પ્રભુજી— ૫
આત્મશ્રદ્ધા ભર્યા ત્યાગી, પ્રખર વીર દેશ અભિમાની,
સમય ને સત્યના જ્ઞાની, પ્રભુજી— ૬
સદા સેવા તણા રસીયા, ન ફેશનમાં કદી ફસીયા;
પ્રભુ ખુદ જે હૃદય વસીયા, પ્રભુજી— ૭
ન્યાય-સ્વાતંત્ર્ય દેવીનાં, લુવે વીર નેત્ર જે ભિંનાં; ✓
મોહથી જે ડગે ના-ના, પ્રભુજી— ૮
પીડાતા દેશ બંધુનાં, નિવારે દુખ સિંધુને;
દઈ સ્વાતંત્ર્ય બિંદુને, પ્રભુજી— ૯

ઊઠે જે દેશને કાજે, મરે સ્વાતંત્ર્યને કાજે;
શૂરા જે સિંહ સમ ગાજે, પ્રભુજી— ૧૦
સ્વદેશી ભક્ત ગંભિર, અસહકારે બની શૂરા;
થાય સત્યાગ્રહિ પુરા, પ્રભુજી— ૧૧
કલમથી, વાણિથી, તનથી, મથે ઉદ્ધારવા મનથી;
મંચની આંધળા મથી, પ્રભુજી— ૧૨
મોહનને છોડાવીને, સ્વરાજ્યજ પ્રેમથી આપુ;
અભિમય, હે! પ્રભુ આપુ, અમોને નીર એવા દો! ૧૩

—પાદરાકર.

---

